# અર્શ–રોગ અને તેના ઉપાયો.

(ઇનામ સોનાનો ચાંદ)



[illegible]

ડાક્ટર ગોવિંદરાવ હનમન્તરાવ વેદ મીરજવાળા.

# સુચના.



આ નિબંધમાં લખેલી સઘળી દવાઓ જેવી કે સોગઠી મલમ, ધુણી, ચુર્ણ, ગોળી વીગેરે હરષને લગતી તમામ દવાઓ તેમજ આ ચોપડીના પાના ચારથી તે આઠ સુધીમાં પ્રસીદ્ધ કરેલી સઘળી દવાઓ નીચેને સરનામેથી મળશે.

ઠેકાણું

**વૈદ બાળકૃષ્ણ રત્નેશ્વર.**

મહીધરપુરા કંસારાશેરી–**સુરત.**

---

## હરષના દરદીઓને ખબર.

જેઓ હરષના રોગથી પીડાતા હોય અને ગમે તે જાતના હરષ ઉપાયો કરવા છતાં મટતા નહી હોય તો એકવાર હમારાં દવાખાનાની મુલાકાત લો કારણ હમારો ધંધો વંશ-પરંપરાથી હરષ, વાળો, રૂમડી, અંડવૃદ્ધી વિગેરેનો હોવાથી હમારે હાથે હજારો દરદીઓ સારા થયા છે અને તે બાબત હમારી પાસે મોટા મોટા રાજાઓ, ઠાકોરો અમલદારો વિગેરેના સરટીફીકેટ મોજુદ છે માટે નીરાશ નહી થતાં એક વાર નીચેને ઠેકાણે મળો.

**ડૉ. ગોવિન્દરાવ હનમન્તરાવ મીરજવાળા.**

લીંબુશેરીને નાકે–**સુરત.**

# નિવેદન.

આવાં નાનકડાં પુસ્તકમાં નિવેદન કે પ્રસ્તાવના લખવી એ કાર્ય અજુગતું અને હાલની રૂઢીથી પણ ભીન્ન ગણાય પરંતુ ખરી વાત સજ્જનોના ખ્યાલમાં લાવવાને ખાતર અત્રે બે બોલ લખવાની જરૂર છે.

આ નિબંધના લખનાર ડૉ. ગોવિન્દરાવ હનમન્તરાવ દક્ષિણમાં આવેલા મીરજ ગામના રહીશ અને જ્ઞાતે વૈદ છે. આ હકીકત ઘણા થોડા માણુશો જાણુતા હશે કે આપણાં આર્યાવૃતમાં સેંકડો અને હજારો જ્ઞાતિઓ છે તેમાં એક વૈદની પણ ન્યાત છે, અને તે લોકો ઘણું કરીને મોટે ભાગે દક્ષિણમાંજ રહે છે. આ જ્ઞાતીની વસ્તી સો પચાસ માણુસની નહીં પણ લગભગ ૫૦૦ થી ૭૦૦ ઘરની છે અને તે લોકો ખાસ કરીને વૈદકનો ધંધો કરે છે, અને તેમાં ખાસ કરીને રૂમડીસુકવી ફ્રસ ખોલવી, હરષ કાઢવા, વાળો કાઢવો, રશોલી, મોતીયા, અંડવૃદ્ધી આદી વિષયો ખાસ એ લોકોમાં પરાપૂર્વથી ચાલ્યા આવે છે, અને એ વિષયના એ લોકો સ્પેસીયાલીસ્ટ ગણાય છે, પરંતુ એ લોકો પોતાની વિદ્યા પોતાની જ્ઞાતી સીવાય બીજા કોઇને શીખવતા નથી તેમજ પોતાના ઉપાયો એટલા બધા ગુપ્ત રાખે છે કે પોતાના છોકરાને પણ પુરતી લાયકાત વગર બતાવતા નથી

પરંતુ આ નિબંધમાં ડૉ. ગોવિંદરાવે પોતાના વંશપરંપરાથી ચાલતા હરષના ખાસ સીદ્ધ ઉપાયો, કોઇ પણ જાતનો ગુરૂગમ રાખ્યા વગર પ્રસીદ્ધ કર્યો છે, જેથી એમને એમની આખી ન્યાતની કફ્ગીમાં ઉતરવું પડયું છે છતાં એઓએ નીડરતાથી પોતાના ચાલુ ઉપાયો આ નિબંધમાં પ્રસીદ્ધ કર્યા છે. જેની કદર ગુજરાત પ્રાંતીક વૈદ સંમેલને કરી એમને સોનાનો ચાંદ આપ્યો છે. નીબંધમાં સઘળી વાત ખુલાશાવાર લખેલી છે છતાં કોઈ વૈદરાજને કોઇ વાતમાં શંકા પડે તો નીચેને સરૂનામે પત્ર લખી ખુલાશો મેળવવો. વિશેષ જેઓને આ કામનો પુરો અનુભવ નહી હોય તેણે પાકો અનુભવ મેળવ્યા શીવાય કામની શરૂઆત કરવી નહીં, કારણ અનુભવ વગર કામ કરવાથી વખતે યશને બદલે અપયશ મળે છે અને દરદી બીચારો હેરાન થાય છે. માટે જેઓને હરષ સંબંધી જ્ઞાન હોય તેઓએ એ કામમાં ઉતરવું અને જેઓને બીલકુલ અનુભવ નહી હોય તેઓયે એ બાબતનું જ્ઞાન મેળવી કામ કરવું. જે વૈદ બંધુને હરષ કાઢવાનું કામ શીખવું હોય તેઓએ નીચેને સરનામે પત્ર વ્યવહાર કરવો.

ડૉ. ગોવિંદરાવ હનમન્તરાવ

રામપુરા લીંબુશેરીને નાકે—સુરત.

વૈદ્ય હીરજીરામ દલપતરામ—પ્રકાશક.



વૈદ્ય બાળકૃષ્ણ રત્નેશ્વર

કંસારા શેરી-સુરત.




વૈદરાજ બાળકૃષ્ણ રત્નેશ્વર,–આપ મારા પ્રત્યે જે માયાળુ વર્તન રાખો છો, અને ખરી રીતે ગુજરાત પ્રાન્તીક સંમેલનમાં હરષના વિષય ઉપર નિબંધ લખવાને આપની પ્રેરણા અને મદદથી મેં જે પ્રયત્ન કર્યો અને તેમાં ઇશ્વરકૃપાથી હું ફળીભુત થયો અને સુવર્ણનો પદક મેળવવાને ભાગ્યશાળી થયો તે ખરી રીતે જોતાં આપના જ્ઞાનને આભારી છે. કારણ હું ગુજરાતી ભાષાથી અનભીગ્ન છું જેથી આપે મને મદદ કરી તોજ હું આ નિબંધ મોકલી શકયો એટલુંજ નહીં પણ આપેજ મને સહાયતા આપી જેથી હું મારા ખરા અંતઃકરણ પુર્વક મારો આ હરષનો નાનકડો નીબંધ આપને અર્પણ કરૂં છું જેનો આપ સ્વીકાર કરશો એવી આશા છે.

લી. હું છું આપનો સેવક,

**ડૉ. ગોવિન્દરાવ હનમન્તરાવ વૈદ્ય.**

## વૈદ બાળકૃષ્ણ રત્નેશ્વરની લગભગ પચ્ચીસ વર્ષની અનુભવેલી અને તાત્કાળીક ગુણ કરનાર દવાઓ.

સજ્જન વૈદરાજ બંધુઓ! આ નિચે લખેલી દવાઓ હું લગભગ પચ્ચીસ વરસ થયાં મારાં દવાખાનામાં વાપરૂં છું અને તેથી ઘણાં દરદીઓને આરામ થાયો છે. અને થાય છે. જેથી એ દવાઓ હું મારા વૈદ બંધુઓની જાણને ખાતર આ નિચે પ્રસીદ્ધ કરૂં છું અને આશા રાખું છું કે મારા વૈદ બંધુઓ એ દવાઓ બનાવીને પોતાના દવાખાનામાં વાપરશે તો જરૂર તેઓને યશ, કીર્તી અને ધન પ્રાપ્ત થશે.

### કામદેવ રસ.

અભ્રક ભસ્મ તો. ૧, તામ્ર ભસ્મ તો. ૧, લોહ ભસ્મ તો. ૧, શીશાની ભસ્મ તો. ૧, સુવર્ણ ચંદ્રોદય તો. ૧, કેશર તો. ૧, જાવંત્રી તો. ૧, તમાલપત્ર તો. ૧, અફીણ તો. ૧, લવંગ તો. ૧, એલચી તો. ૧, કંકોળ તો. ૧, જાયફળ તો. ૧, ચીનીકબાલા તો. ૧, શમુદ્રશોષનાબી તો. ૧, સોનાના વરખ તો. ૧, કસ્તુરી તો. ૧ અને અક્કલગરો તો. ૧૫. પ્રથમ ચંદ્રોદયને એક દીવસ સારી રીતે વાટી તેમાં સઘળી જાતની ભસ્મો મેળવીને એક દીવસ ઘુંટવું પછી ખાંડવા જેવી બધી વસ્તુને ખાંડી વસ્ત્રગાળ કરી ઉપલી વસ્તુ ભેગું થોડું થોડું મેળવીને ઘુંટી એક રસ કરવું પછી વરખ તથા કસ્તુરી મેળવી એકત્રીત

કર્યા પછી ચોખ્ખું મધ મેળવવીને ગોળી વળે ત્યાં સુધી ઘુંટવું પછી ગોળી રતી પુરની વાળી ઉપર ચાંદીના કે સુનાના વરખ ચડાવી બાટલીમાં ભરી મુકવી.

આ ગોળી સવાર સાંજ એકેકી દુધ સાકેર સાથે ખાવાથી શરીર બળવાન બને છે. કામવૃત્તીને વધારે છે. ધાતુની વૃદ્ધી થઇ શરીરમાં લોહીના પ્રવાહને વધારે છે તેમજ અત્યંત કામવાશનાને લીધે આવેલું નપુંશકપણું, નસોની કમજોરી વીગેરે દરદોને વીજળીની ઝડપે મટાડી સ્ત્રી સમાગમમાં અત્યંત આનંદ આપે છે. એટલુંજ નહીં પણ રાતે સુતા પહેલાં એક કલાક પહેલાં એક થી બે ગોળી દુધ સાથે ખાવાથી સંસાર સુખમાં વૃદ્ધી કરી ખરે ખરૂં બંધેજ કરે છે. એટલુંજ નહીં પણ સઘળી જાતની નબળાઇ દુર કરી ખાંસી, શ્વાસ, અમુઝણ, ક્ષય, વાયુ, સરદી વીગેરે દરદોમાં તાતકાળીક ફાયદો કરે છે. માટે આશા છે કે વૈદરાજો આ ગોળી બનાવીને પોતાના ઔષધાલયમાં વાપરશો જે વૈદરાજો આ ગોળી નહીં બનાવી શકે તેને હમે માત્ર તોલા એકના રૂપીઆ પંદર લઇને આપીશું. વૈદો શીવાય બીજાને આપવામાં આવશે નહીં.

## મદનનંદ ગુટીકા.

સુવર્ણ ચંદ્રોદય તો. ૨, માણેકરસ તો. ૧, કેશર તો. ૧, જાયફળ તો. ૧, જાવંત્રી તો. ૧, અક્કલગરો તો. ૧, પીપર તો. ૧, લવેંગ તો. ૧, સીલાજીત તો. ૧, મસ્તગી

તો. ૧, પીપરીમુળ તો. ૧, મુળાના બી તો. ૧, ગાજરના બી તો. ૧, ધોળીમુશલી તો. ૧, સાલમ તો. ૧, સતાવરી તો. ૧, કવચાં તો. ૧, બોડા ગોખરૂ તો. ૧, બળબીજ તો. ૧, રૂપાના વરખ તો. ૧, સુન્નાના વરખ તો. ૧, કસ્તુરી તો. ૧, અમર તો. ાા, ભાંગ તો. રાા, સુદ્ધ કરેલી વછનાગ તો. ૧. પ્રથમ ચંદ્રોદય અને માણેકરસને બે દીવસ કોરા ખલવા પછી ખાંડવા જેવી સઘળી વસ્તુને ખાંડી ચંદ્રોદય ભેગી લાખીને ખલવું, પછી શીલાજીત મેળવી બન્ને જાતના વરખો મેળવી એક રસ કરી એક પટ આદુના રસનો આપી બીજો પટ પાકાં ચેવલી પાનના રશનો આપી ગોળી વાળવા જેવું થાય ત્યારે કસ્તુરી અને અમ્મર મેળવી ગોળી રતી પુરની વાળી છાયામાં સુકવી કાચના બુચવાળી શીશીમાં ભરી લેવી. આ ગોળી સવાર સાંજ અકેકી મધ સાથે અથવા માખણને સાકેર સાથે ખાવાથી શક્તી પુષ્ટી અને બળ વધે છે, તેમજ નપુશકપણાંને દુર કરી હાથરસથી આવેલી નબળાઈ, નસોની કમજોરી વિગેરે વિર્ય સંબંધી સઘળા વિકારોને દુર કરી પુરૂષોને ખરેખરૂં પુરૂષાર્થ બક્ષે છે, એટલુંજ નહીં પણ મદનાનંદ નામ પ્રમાણે મદનકળામાં ખરેખરો આનંદ આપે છે. તેમજ સઘળી પ્રકારના વાયુ, સરદી, આંકડી, ધનુરવા, હીષ્ટીરીઆ, પક્ષાઘાત, સન્નીપાત, જ્વર, ખાંસી, દમ, અમુઝણ વિગેરે રોગોમાં આ ગોળી તાત્કાળીક અશર કરે

છે. અનુપાન વૈદરાજોને યોગ્ય લાગે તે પ્રમાણે રાગનો વિચાર કરી આપવાથી વીજળીના પ્રવાહની માફક તાત્કાળીક ફાયદો કરે છે. માટે આશા છે કે આ ગોળી વૈદરાજો બનાવીને વાપરશે તો અવસ્ય યશ, કીર્તી અને ધનનો લાભ થશે. જેઓ આ ગોળી પોતે નહીં બનાવી શકે તેઓએ હમારે ત્યાંથી તોલા એકના રૂપીઆ દશના ભાવથી મંગાવીને પોતાની ખાત્રી કરવી. વૈદરાજો શીવાય બીજાને આ ભાવથી આ ગોળી આપવામાં આવશે નહીં.

## અમીરી યાકુતીની બનાવટ.

ખરાં માણેક. પાના, મોતી, કેરબો, પ્રવાળ, એ પાંચ વસ્તુ સરખે ભાગે લઇને ગુલાબજળમાં એકવીસ દીવસ ખલ કરવો જ્યારે એ વસ્તુઓ બારીક આંખમાં આંજવા જેવી થાય ત્યારે સુન્નાના વરખ, કસ્તુરી, રસસીંદુર, અંબર, અગર, કેશર, જાયફળ, જાવંત્રી, લવેગ, એલચી, તજ, પીપર, સુંઠ, પીપરીમુળ, દરૂદેઅકરબી, બમન સુફેત, બમન લાલ ઘોલીસુરાલી, કવચા, અબરેશમ, એ વીસ વસ્તુ સરખે ભાગે લેવી તેમાં રસસીંદુરને કોરો બે દીવસ વાટી તેમાં ખાંડવા જેવી વસ્તુ-ઓને ખાંડી વસ્ત્રગાળ કરી રસસીંદુર ભેગુ નાંખીને એક દીવસ ઘુટવું પછી તેમાં વરખ કસ્તુરી, અંબર, કેશર એ વસ્તુઓ મેળવીને એક રસ કરવું પછી ઉપલી પાંચ વસ્તુની ભેગુ કરી એક રસ કરીને તેમાં જુજબેદસ્તર બધી વસ્તુના

વજનથી આઠમે ભાગે લઈ તેને મધમાં ઘુંટી એકરસ થાય ત્યારે ઉપરની બધી વસ્તુ તેમાં મેળવી બીજુ થોડું મધ ઉમેરી લોચા જેવું કરવું. અને તેને કાચના વાસણમાં ભરી રાખવું. આ બાદસાહીયાકુતી દરરોજ સવારે એક રતીપુર મધમાં મેળવીને ચાટવી અને ઉપર એલચી શાકરવાળુ ગરમ દુધ શેર એક પીવું, તેમજ ખોરાક પણ સારો ઘી–દુધ શાકરવાળો પચે તે પ્રમાણે ખાવો જેથી શકતી પુષ્ટી બળ વિર્ય વીગેરે તાત્કાળીક વધે છે. તેમજ ગમેતે જાતનો નપુંસક હોય તેને પણ થોડાકાળમાં સંપુર્ણ મરદ બનાવે છે. એટલુંજ નહી પણ હસ્તદોશથી આવેલી ઇંદ્રીની શીથીલતા અને નસોની કમજોરીને અજાયબ રીતે ફાયદો કરે છે. તેમજ ક્ષય, ખાંશી, શ્વાસ, અમુઝણ દમ, વીગેરે રોગોમાં જ્યારે બીજી ભારે ભારે દવાઓ કામ નથી કરતી ત્યારે આ આકુતી તેમાં તાત્કાળીકપણે કામ કરી રોગોને થોડા વખતમાં નાબુત કરે છે અને સરદી, શળેખમ, વાયુ, પીત, કફ, અગ્નીની મંદતા, ખોરાકનું નહીં પચવું વીગેરે સેંકડો રોગોને તાત્કાળીક ફાયદો કરે છે માટે વૈદરાજો આ યાકુતી બનાવીને વાપરસે તો જરૂર તેઓને યશ, કીર્તી અને ધન પ્રાપ્ત થશે જેઓ પોતે આ યાકુતી નહી બનાવી શકે તેઓએ હમારી પાસેથી તૈયાર મંગાવીને અનુભવ મેળવી જોવો. કીમ્મત તોલા એકના રૂપીઆ પચાસ લઇશું.

૧૨૮૭

# ગુજરાત પ્રાંતિક આયુર્વેદિક સંમેલન માટે તૈયાર કરેલો ખાસ

# ઈનામી નિબંધ.

લેખકઃ–ડૉ. ગોવિન્દરાય હનમન્તરાવ વૈદ્ય મીરજવાળા.

ઇનામ સોનાનો ચાંદ.

## અર્શ ( મૂળવ્યાધી હરસ )

નિબંધની શરૂઆત કરતાં પહેલાં સમયોચિત્ થોડું વિવેચન કરૂં તો તે અસ્થાને તો નહિજ લેખાય એમ માનું છું. અર્શ રોગ સંબંધે આપણાં લોકોમાં એટલું બધું અજ્ઞાન પ્રવર્તી રહ્યું છે કે તે પરત્વે વિશેષ અજવાળું પાડવાની આપણાં વૈદરાજોની ફરજ છે. જેથી જનસમુહ વિચારપૂર્વક વરતી શકે. આજકાલ હરસના હજારો દરદીઓ નજરે આવે છે અને તેઓ જુદા જુદા રૂપે હેરાન–હેરાન થઇ રહ્યા છે. કેટલાક અણુસમજુ, સર્વ રોગો વિષે પાવરધા હોવાનું મિથ્યાભિમાન રાખનારા વૈદ્યો પણ આ બિચારાઓની હેરાનગતિ વધારવાનું કારણ થઇ પડયા છે. યોગ્ય દવા વા ઉપચાર ન જાણવા છતાં આ લોકો વિના સંકોચે આવા દરદીઓને જોતજોતામાં મટાડી દેવાનું બીડુ ઝડપે છે. ખોટો

દિલાસો આપી દરદીનું દર્દ વધારી દે છે અને કેટલીકવાર અસાધ્યરૂપમાં લાવી મૂકી અધવચ હાથ છોડાવી દે છે. આમનું ધ્યેય એકજ હોય છે અને તે યેન કેન પ્રકારેણ દ્રવ્ય પ્રાપ્ત કરવાનુંજ ! ને દરદી જીવે કે મરે તેની તેમને દરકાર હોતી નથી.તેમને દરકાર હોય તો તે ઉપર જણાવ્યું તેમ ફક્ત દ્રવ્યની. આવા ઉંટવૈદ્યોને પાને પડેલા દરદીઓ જતે દિવસે દેશી વૈદકને તેમજ આયુર્વેદને નીંદે છે આયુર્વેદને હલકો પાડવાને પ્રયત્ન કરી રહેલા દ્વેષી જનોને આથી એક રસ્તે ચલતાં સસ્તું સાધન મળી આવે છે. આથી આ બાબતમાં કાંઇ વ્યવસ્થા થવી જરૂરની છે. કોઈક જાતનો પ્રતિબંધ કરવો આવશ્યક છે. જેથી પ્રજામાં વિશ્વાસ ઉત્પન્ન કરી શકાય.

આ સંમેલનમા કોઈ એવો ઠરાવ લાવે કે "આ સંમેલન દ્વારા એક ખાસ અર્શ–પરીક્ષક–સમિતિ નિમાય અને તે અર્શ રોગની દવા કરવાની ઇચ્છા રાખનારની આ વિષયમાં પરીક્ષા લઇ પ્રમાણપત્ર આપે" આથી લોકોની અશ્રદ્ધા દૂર થશે અને તેમને આયુર્વેદને નિંદવાનું કારણ પણ નહિ મળે. હરસ–રોગનું નામ–નિશાન નહિ જાણનારા ઉંટવૈદ્યો આપોઆપ પડી ભાંગશે. પસાર થયેલી વ્યક્તિઓની જૂદી યાદી જાહેર વર્તમાન પત્રોમાં પ્રકટ કરાવવી. અસ્તુ. હવે આપણે મુળ વિષય તરફ વળીએ.

## ૩

## નિદાન.

વાતાદિ દોષ ત્વચા, માંસ અને મેદ એને દુષિત કરીને મળદ્વારમાં અનેક આકૃતિવાળા માંસાકુર ઉત્પન્ન કરે છે,. તેને હરસ ( મસા ) કહેવામાં આવે છે. હરસ થવાના કારણુ આ પ્રમાણે છે.

આખો દિવસ બેસી રહેવું, થોડી મ્હેનત કરવા છતાં વધુ પડતો ખોરાક લેવો, તીખાં અને તમતમતાં મસાલાઓ-નો છુટા હાથે વાપર, જલદ દારૂ પીવો, ઘણા ઉન્હાં વા ટંડા પદાર્થ વારંવાર ખાવા, હંમેશની કબજીયાત અને તેને અંગે વારંવાર સખ્ત રેચ લેવાં, અતિશય ચાહ પીવી, શેવ, મમરા, ભજીયાં, ગાંઠીયા, પાતરાં, ઢોકળાં વિ૦ ખૂબ ખાઈ ઉપરથી ગરમા ગરમ ચાહ પીવી, હદ ઉપરાંત નાટક, સીનેમા ઇ૦ ના કારણે ઉજાગરા કરવા એટલે કબજીયાત ઉત્પન્ન થાય છે, અને કબજીયાત એજ આ રોગનું મૂળ કારણુ છે, તેમજ બરોળ, કલેજામાં બીગાડ, ગાંઠ, સંગ્રહણી વિ૦ ઉપદ્રવ થવાથી પણ હરસ રોગ ઉત્પન્ન થઈ શકે છે. મિથ્યા આહાર-વિહારને લઈને વાતાદિક કુપિત થવાથી હરસ ઉભળે છે.

અર્શ-રોગ ગુદા દ્વારની અંદર પા ( સાડા, પાંચ ) આંગળની વચ્ચે પ્રવાહિણી, વિસર્જની, અને સમવર્ણી, એટલે

મળને નીચે ખસેડનાર, મળને છુટો પાડનાર, અને ગુદાને પાછી સંકોચનાર એમ ત્રણ પ્રકારની વળીઓ છે, તેમાંજ બધી જાતના અર્શ-રોગ ઉત્પન્ન થાય છે. અર્થાત અર્શ-રોગનું આ ક્ષેત્રજ છે.

આ અર્શ-રોગને શાસ્ત્રકારોએ છ પ્રકારના વર્ણવ્યા છે. વતાર્શ, પિત્તાર્શ, કફાર્શ, સન્નિપાતર્શ, રકતાર્શ, અને સહજાર્શ નામના છ પ્રકાર છે. પરંતુ તેમાં આજકાલ મુખ્ય બેજ પ્રકાર જોવામાં આવે છે. ૧ ખુની અને ૨ બાદી; એટલે કે શુષ્ક અને આર્દ્ર એવા બે ભાગમાં વ્હેંચાયલા છે. અને તે અકેક જાતના ગુદાના પ્હેલા, બીજા અને ત્રીજા આંટા (વળી)માં થાય છે; તેથી ખુની અને બાદી એવી બે જાતોના ત્રણ-ત્રણ સ્થાન ગણતાં છ પ્રકાર થાય છે. ખુની હરસમાંથી લોહી પડે છે, અને બાદી હરસમાંથી લોહી પડતું નથી. પરંતુ તેમાં ફાટ ચાલે છે. આ ખુની અને બાદી બે પૈકી કોઇપણ જાતના હરસ ગુદાની પ્હેલી વળીમાં થયા હોય તો તે બ્હાર દેખાયા કરે છે અને બીજી વળીમાં હોય તો તે ઝાડો થતી વખતે બ્હાર નીકળે છે અને દબાવવાથી પાછા ઉપર ચઢી જાય છે, પણ ત્રીજી વળીમાં થયેલા મસાઓ કોઈ પણ વખતે બ્હાર નીકળતા નથી પરંતુ અંદર રહી-નેજ પીડા કર્યા કરે છે. આ ઉપરથી એટલું કહી શકાય કે પ્હેલી વળીમાં થયલા હરસ સાધ્ય છે, બીજી વળીવાળા

કષ્ટ—સાધ્ય છે અને ત્રીજીવળીમાં થયેલા હરસ અસાધ્ય છે. એ પ્રમાણે કલ્પના કરી શકાય.

## અર્શનું પૂર્વરૂપ.

હરસ થવાના હોય ત્યારે પેટમાં ગડગડાટ થાય છે, અર્થાત્ અન્ન બરાબર પાચન નથી થતું, શરીરમાં દુર્બળતા આવી પીઠમાં વેદના થાય છે, વાંસો ફાટફાટ થાય છે, પેટ ચઢે છે, વારંવાર ઓડકાર આવે છે, મળ બંધાઇ જાય છે, અથવા સંગ્રહણી, પાંડુ વા ઉદર—રોગ ઉત્પન્ન થાય છે. આ બધાં કારણો અર્શ—રોગનું પૂર્વરૂપ સૂચવે છે.

હવે આપણે ઉપર ગણાવ્યા તે છ પ્રકારને જુદાજુદા લઇ તે દરેકના કારણ જોઈએ.

## વાતાર્શના કારણ.

તુરા, તીખા, કડવા, લુખા, ઠંડા, પદાર્થના અત્યંત સેવનથી થોડું ખાવાથી, તીક્ષ્ણ મદ્ય પાન કરવાથી, અત્યંત મૈથુન કરવાથી, લંઘન કરવાથી, શીતળ દેશમાં રહેવાથી, અત્યંત વાયુ—સેવનથી વાતાર્શ—રોગ લાગુ પડે છે. એનાં લક્ષણઃ—

જે હરસ સુક્કા, કઠણ, કાળા રંગના, ચીમળાયલા, અણીદાર, મ્હોં આગળથી ફાટેલા અથવા ફેલાયલા, જેમાં સોય ઘોંચવાથી થાય તેવી વેદના થતી હોય તેવા, અને જેને લઇને ગરદન, ખભાં, કમ્મર, જાંગ અને સાંધાં ઇ૦ માં

ઝુખાવો થતો હોય તેવાને વાતાર્શ કહે છે. છીંક આવે, ઓડકાર આવે, મળનો અવરોધ થાય, તેથી અરૂચી, ખાંસી શ્વાસ, ઇ૦ થાય, કોઇવાર ખોરાક પચે અને કોઈવાર ન પચે અને એનાથી ઘુલ્મ—પ્લીહા અને વાનષ્ઠીલા જેવા વ્યાધીઓ થાય તેને પણ વાતાર્શના લક્ષણો જાણવા.

## પિત્તાર્શના કારણ.

તીખા, ખાટા, ગરમ, ખારા એવા પદાર્થોનું અતિ સેવન, અતિશય કસરત કરવી, તાપ આગળ ઘણો સમય બેસી રહેવું, ઉષ્ણ પ્રદેશ અને ઉષ્ણકાળમાં રહેવું, ક્રોધ કરવો, દારૂ પીવો, અને દાહ ઉત્પન્ન કરનાર પદાર્થ ખાવા વિ૦ કારણોથી પિત્તાર્શ લાગુ પડે છે. એના લક્ષણ નીચે મુજબઃ—

મસા (હરસ)માંથી પાતળા લોહીનો શ્રાવ થાય છે અને તેમાંથી ખાટી ગંધ આવે છે. આ મસા બારીક, કોમળ, બિલાડીના આંચળ જેવા થાય છે, તેનાથી બળતરા થવી, ગુદાનું પાકવું, તાવ આવવો, પરસેવો થવો, તરસ લાગવી, મૂર્છા પામવી, અરૂચી જણાવી, અને ભ્રમ ઉત્પન્ન થવો વિ૦ થાય છે. પાતળો પીળા રંગનો અથવા રાતા રંગનો અને આમયુક્ત ઝાડો થાય છે. શરીરની ચામડી નખ, નેત્ર વિગેરે પીળા રંગનાં થાય છે. આ સર્વ લક્ષણ પિત્તાર્શના છે.

## કફાર્શના કારણ.

અળ્યા, ચીકણા, થંડા, ખારા, ખાટા અને ભારે પદાર્થ અતિશય ખાવાથી મ્હેનત ન કરતાં આળસુ રહેવાથી, દિવસે ઉંઘવાથી બેઠક વા ગાદી—તકીએ લાંબો વખત બેસી રહેવાની આદતથી, પૂર્વ દિશાનો પવન ખાવાથી અને શરીરની બેદરકારીથી કફના હરસ લાગુ પડે છે એનાં લક્ષણ નીચે મુજબ:—

કફાર્શના મસા કઠણ, થોડી વેદના કરનાર, સફેદ, ચીકણા, લાંબા અને ગોળ, સ્પર્શ કરવાથી રાહત મળતી હોય તેવી રીતે સારા લાગનારા, ભારી, ગુદા, બસ્તી અને નાભીમાં વેદના કરનારા, શ્વાસ, ખાંશી, હેડકી, મ્હોંમાંથી લાળનું ગળવું, અરૂચી, માથું ભારે થવું, મૂત્ર કૃચ્છ્ર, તાઢીઓ તાવ, નપુંષકત્વ, મંદાગ્નિ અને ઉલટી, ચરબી તથા કફયુકત મળનો ઝાડો કરનારા હોય છે. આ મસા હોય છે ત્યારે ચામડી, નખ અને નેત્ર ધોળાં થાય છે. આ બધાં લક્ષણ કફના હરસના છે.

## રકતાર્શના લક્ષણ.

આ અર્શમાં વિશેષ લોહી છતાં, પિત્તાર્શના લક્ષણયુકત લાલ રંગના હોય છે તે જ્યારે કઠણ મળથી અત્યંત દબાયલા હોય છે ત્યારે તેમાંથી અકસ્માત લોહી ઝરવા માંડે છે એ લોહી વિશેષ જવાથી રોગી ફીકકો પડતો જઇ પીળા રંગનો થાય છે ચ્હેરો ફીકકો પડતો જાય છે. શરી-

રની શકિત ક્ષીણ થતી જાય છે, આંખો ઉંડી જતી જાય છે, કાળો કઠણ અને સુકકો ઝાડો થાય છે અને અપાન વાયુ છુટતો નથી આ સર્વ લક્ષણ રકતાર્શના ગણી શકાય.

## સન્નિપાતાર્શ તથા સહજાર્શના લક્ષણ

વાતાદિ ત્રિદોષજ અર્શના લક્ષણ અને સહજાર્શના લક્ષણ એકજ છે. સહજાર્શ તો જન્મથીજ હોય છે. જેમાં ત્રણે દોષના લક્ષણ એકત્ર જોવામાં આવે તેને ત્રિદોષાર્શ જાણવા.

## સાધ્યાસાધ્ય વિચાર.

બ્હારની વળીમાં થયેલા હરસ એકજ દોષયુકત હોય અને તેને થયાને એક વર્ષ થયું ન હોય તો તે સુખ–સાધ્ય જાણવા અને બે દોષયુકત અને બીજી વળીમાં થયેલા હોય અને તેને એક વર્ષ વીતી ગયું હોય તો તે હરસ કષ્ટ–સાધ્ય જાણવા અને જે હરસ ત્રિદોષયુકત હોય અથવા આ જન્મ એટલે કે જન્મથીજ હોય અને અંદરની ત્રીજી વળીમાં થયેલા હોય તે હરસ અસાધ્ય જાણવા, અને જેના હાથ, પગ, ગુદા, નાભી, મોઢું, અને અંડકોષ ઉપર સોજો જણાતો હોય અને હૃદયમાં તેમજ વાંસામાં વેદના થતી હોય, તેમજ તૃષા, અરૂચી અને શૂળ એના વડે દુઃખી હોય અને જેને ઘણું લોહી નીકળી ગયું હોય, સોજા અને અતિસાર યુકત રોગી હોય તેને અસાધ્ય જાણવા.

*

## ઉપાય ૧લો.

સોમલ તોલો ૧ને ચોલાઈની ભાજીના રસમાં, દોલાચંત્રમાં બે કલાક બાફ આપવો પછી તે સોમલને વાટીને તેમાં શંખજીરૂ તોલો ના, કપૂર તોલો ૦, એ ત્રણે વસ્તુને પાણી સાથે વાટીને તેની સોગટી બનાવી સુકાવી મૂકવી જયારે હરસ કાઢવા હોય ત્યારે હરસના રોગીને ઝાડો કરાવી મસા ધોઇ નાખી તે મસા ઉપર ઉપલી ગોળી પાણીમાં ઘસી તેનું ટપકું કરવું એ પ્રમાણે ત્રણ દિવસ કરવાથી મસા ફૂલીને બ્હાર નીકળી આવશે પછી તેના ઉપર દહીં ભાતની લેપડી બાંધવી આમ કરવાથી સાત દિવસમાં મસા ખરી પડશે. પરંતું એટલું જરૂર યાદ રાખવું કે પ્રથમ દિવસે જે જગ્યાએ ટપકું કર્યું હોય તેજ જગ્યાએ બીજે દિવસે પણ ટપકું કરવું. બીજી જગ્યાએ કરવું નહિ. મસા ખરી પડયા પછી જખમ રૂઝાવા મલમ લગાડવો.

## મલમ બનાવવાની રીત.

ઘી તોલા ૫, મીણ તો. ૧, સીંદુર તો. ના, પારો તો. ૧, પ્રથમ ઘી ગરમ કરી તેમાં મીણ મેળવી એકત્ર કરવું પછી એક તાંબાની કથરોટ અથવા થાળીમાં નાંખી તેમાં સિંદુર તથા પારો મેળવી તાંબાની લોટીથી ત્રણ કલાક ઘુટવું. પછી આ પ્રમાણે તૈયાર કરેલા મલમને દાબડીમાં

ભરી રાખવો આ મલમ જખમ ઉપર ચોપડવાથી થોડા દિવસમાં મસાના જખમ રૂઝાઇ જશે.

આ ઉપાય અમે ઘણીવાર અજમાવી અનુભવ મેળવ્યો છે એનાથી વાતાર્શ, પિત્તાર્શ, તથા રકતાર્શ અને બધી જાતના મસા અજાયબ રીતે સારા થાય છે.

## ઉપાય ૨ જો.

હળદર તો. ૧, સોમલ તો. ૧, નવસાર તો. ૧, હિંગળોક તો. ૧, એ સર્વને ઝીણા વાટીને પાણીમાં ઘુંટી સોગટી બનાવી સુકવી મુકવી. આ સોગટી પાણીમાં ઘસી હરસ ઉપર ટપકું કરવું. એ રીતે ત્રણ-ચાર દિવસ ટપકાં કરવાથી મસા ફૂલીને બ્હાર નીકળી આવે છે તેના ઉપર લીમડાના પાંતરાં વાટી તેમાં કાળી મટોડી મેળવી લુગદી બનાવી મસા ઉપર બાંધવી એટલે ઠંડક વળી પાંચ-સાત દિવસમાં મસા ખરી પડશે પછી તેના ઉપર નીચે જણાવેલો મલમ ચોપડવાથી રૂઝ આવી આરામ થશે.

## મલમ.

કપૂર તો. ૦।, અફીણ તો. ૦।, લીંબોળીની મીજ તો. ૦।, એળીઓ તો. ૦। એને પાંચ તોલા ઘીમાં મેળવી જખમ ઉપર ચોપડવાથી રૂઝ આવી બધી જાતના મસા મટી જાય છે. આ ઉપાય પણ અમે ઘણીવાર અજમાવેલો છે.

૧૨૯૨૦

## ઉપાય ૩ જો.

સોમલ ૧ ભાગ; હળદર ૧ ભાગ, રસકપુર ૧ ભાગ, સંચળ ૧ ભાગ એ ચારે વસ્તુ સમભાગ લઈને પાણીમાં ખૂબ ઝીણી વાટીને લુગદી વાળવા જેવી થાય એટલે તેની સોગટી બનાવી સુકવી મુકવી. એ સોગટી પાણીમાં ઘસી મસા ઉપર ટપકું કરવું. એ પ્રમાણે બે-ત્રણ દિવસ ટપકાં કરવાથી બધા મસા બ્હાર નીકળી આવશે એટલે તેના ઉપર લુણીની ભાજી વાટીને, તેની લુગદી બનાવીને મસા ઉપર બાંધવાથી ઠંડક વળીને એક બે દિવસમાં મસા ખરવા માંડશે આ પ્રમાણે પાંચ સાત દિવસ લુગદી બાંધવાથી તમામ મસા ખરી પડશે એટલે પછી તેના ઉપર નીચે જણાવેલો મલમ ચોપડવો.

### મલમ.

આરતીકપૂર, સિંદુર, શંખજીરૂ, અને અફીણ એ ચારે વસ્તુને સરખે ભાગે મેળવીને, માખણમાં ઘુંટીને મલમ તૈયાર કરવો એ મલમ મસા ખરીને જ્યાં ખાડા પડયા હોય તેના ઉપર ચોપડવાથી બે ચાર દિવસમાં રૂઝ આવીને બધી જાતના મસા મટી જાય છે. લોહીના મસામાંથી પુષ્કળ લોહી પડતું હોય તો તે પણ એકજ દિવસ ચોપડવાથી લોહી બંધ થાય છે. ઉપર દર્શાવ્યા મુજબ જો બરાબર વિધિપૂર્વક ક્રીયા કરવામાં આવે તો જરૂર તમામ

જાતના મસા સારા થાય છે, આ ઉપાયો અમને વંશપરાથી મળેલાં છે તેનો અમે અત્યારસુધી સ્ફોટ કર્યો ન હતો તે આજે જનસમાજના કલ્યાણાર્થે કર્યો છે. આ ઉપાયો કરનારે ઘણી સાવચેતી રાખી, બુદ્ધિપૂર્વક વર્તવું. દરદીની શકિત, દેશકાલ ઇ૦ નો વિચાર કરવો અને ઉપચાર આદરવા. આ પ્રમાણે કરવામાં આવશે તો યશ અને દ્રવ્ય મળવા ઉપરાંત સમસ્ત જનસમાજનું કલ્યાણ પણ સાધી શકાશે.

## ઉપાય ૪ થો.

વવળતું સુરણ (અર્શોઘ્ન) શેર પાંચ લઈને તેને છુંદી તેમાં ફટકડી શેર ૧ મેળવી એક માટલીમા ભરવું તેના ઉપર ઢાંકણું ઢાંકી કપડમાટી કરી, અર્ધો મણ છાણામાં ફુંકી દેવું. એટલે અંદર સફેદ રંગની ભસ્મ તૈયાર થશે એને વસ્ત્રગાળ કરી, કાચના બૂચવાળી (સ્ટોપરડ) શીશીમાં ભરી મૂકવી તેમાંથી રોજ સ્હવાર–સાંજ બે–આનીભાર પડીકું દહીંની તર સાથે એટલે દહીંની ઉપર જે મલાઇ આવે છે તે સાથે લેવું. આનાથી મસામાંથી ગમે તેવું લોહી પડતું તરત બંધ થશે આ ઉપાય પણ અમે અનેકવાર અજમાવી જોયો છે.

## ઉપાય ૫ મો.

નાગકેસર, ન્હાની દુધેલીસુકી ભોંયપાંતરીસુકી, જલપીપલસુકી, અરીઠાની છાલ, અને સફેદ કાથો એ સર્વે

વસ્તુ સમભાગે લઇને તેનું ચુર્ણ કરી વસ્ત્રગાળ કરવું એ ચુર્ણ દરવખતે પાવલીભાર જેટલું ફાકી ઉપરથી છાશ પીવી. એ પ્રમાણે દિવસમાં રોજ ચાર વખત પીવાથી લોહી બંધ થઇને મસા ચીમળાઇ જશે અને રકતાર્શ તથા પિત્તાર્શ બંને જાતના હરસને આરામ થશે આ ઉપાય અમે અનુભવેલો છે.

## ઉપાય ૬ ઠો.

વવળતું સુરણ શેર ૫, (પાંચ) લાવી તેને છીની વડે છીનીને તડકે સુકવી નાંખવું પછી તેને વાટી ચુર્ણ બનાવી વસ્ત્રગાળ કરવું. એ ચુર્ણ ૦ (શુન્ય) નંબર (કૅપ્સ્યુલ) વિલાયતી દવા વેચનારાઓને ત્યાં મલે છે તે લાવી તેમાં ઉપલું ચુર્ણ ભરીને દિવસમાં ત્રણ વખત પાણી સાથે ગળાવવાથી થોડાજ દિવસમાં લોહી પડતું બંધ થઇ મસા નરમ પડી જાય છે. આ ઉપર દહીં વા છાશ આપવી. આ ઉપાય ત્રણ મહિના લાગલાગટ ચાલુ રાખે તો ફરીથી હરસ ઉભળતા નથી. જયારે ઉપાય ચાલુ હોય ત્યારે ગોળ, હિંગ, દારૂ, વાલ, વટાણા એ વસ્તુઓને ત્યાજ્ય ગણવી.

## ઉપાય ૭ મો.

વવળતું સુરણ લાવી તેને ભાતના છાલાની વચ્ચે મુકી સળગાવીને બાફી કાઢવું પછી તે સુરણના ચકતાં કરી

ને સુકવી મુકવાં. ત્યાબાદ તે વાટી તેમાંથી ચૂર્ણ તો, ૧૦ લઈ નાગકેસર તો. ૫, ફૂલવેલી ૫ૂટકડી તો. ૫, ગળોસત્વ તો. ૫, ગુણુની (કોથળાની) રાખ તો. ૫, એ સર્વ વસ્તુનું ચૂર્ણ કરી એકત્ર કરવું. પછી દિવસમાં બે-ત્રણ વખત નિયમીત લેવાથી થોડાજ દિવસમાં ગમે તેવું લોહી પડતું હશે તો તેને બંધ કરી આરામ કરશે. પથ્યઃ—જુવારનો રોટલો અને મગની દાળ, અથવા દુધ, ભાત આ સિવાય બીજું કાંઇ ખાવા આપવું નહિ.

## ઉપાય ૮ મો.

હળદર, કડવાતુરીયાનાં બીજ, અને સિંધવ સમભાગ વાટી થુવેરના દુધથાં ખલ કરી ગોળી બાધવી અને સુકવી મૂકવી એ ગોળી ગૌ-મૂત્રમાં ઘસી મસા ઉપર લગાડવાથી મસા મટી જાય છે.

## ઉપાય ૯ મો.

સિંધવ અને કુકડવેલના બી (બંદાલના બી) કાંજીમાં અથવા ખાટી છાશમાં વાટી હરસ ઉપર ચોપડવાથી હરસ ખરી પડે છે. આ ઉપાય ચાલુ હોય ત્યારે તેલ, ગોળ, હિંગ,અને દારૂ ઈ૦ નો સર્વથા ત્યાગ કરવા ચુકવું નહિ. નહિ તો ફાયદો નહિ થાય. પથ્યઃ—જુવારનો રોટલો ને મગની દાળ.

## ઉપાય ૧૦ મો.

હરડેદળ તો. ૧૦, મરી તો. ૪, પીપર તો. ૪, સૂંઠ તો. ૪, પીપરીમૂળ તો. ૪, ચવ્યક તો ૪, ચિત્રક તો, ૪, શુદ્ધ.ભિલામા તો. ૩૨, જવખાર તો. ૮, અને વવળતા સુરણનું ચૂર્ણ તો- ૬૪, એ પ્રમાણે તમામ વસ્તુઓ મેળવી વસ્ત્રગાળ ચૂર્ણ કરી પછી તમામ ચૂર્ણથી બમણો જુનો ગોળ મેળવી, એકેક તોલાના લાડુ બનાવી મુકી રોગીની શકિત પ્રકૃતિ તથા દેશકાલ ઇ૦ નો વિચાર કરી આપવાથી તમામ જાતના હરસ-રોગ ચમત્કારીક રીતે સારા રાય છે. દવા અનુકુળ પ્રમાણમાં આપવી જોઇએ. બરાબર કાળજી રાખવામાં આવે તો આ ઉપાયથી હરસ અચૂક નાબૂદ થાય છે. પ્રયોગ ઘણા વખતથી અમે અજમાવીએ છીએ. એના ઉપર છાશ (તક્ર)નું સેવન જરૂર કરાવવું. પિત્તપ્રકૃતિવાળાને અનુકુળ ન આવે તો બંધ કરવું. યાદ રાખવું કે ગર્ભિણીને આ ગોળી નહિ આપવી.

## ઉપાય ૧૧ મો

ચિત્રકમુળ તો. ૪, વવળતા સુરણનું ચૂર્ણ તો. ૮, સૂંઠ તો. ૨, મરી તો. ૦ાા, ભિલામો તો.૧, પીપરીમુળ તો. ૧, વાયવડંગ તો. ૧. હરડેદળ તો. ૧, બેહડાંદળ તો. ૧, આમળાં તો- ૧, પીપર તો. ૧, તાલીસપત્ર તો, ૧,

વરધારો તો. ૮, તાડમૂળ તો. ૧, તજ તો. ૧, અને એલ- ચી તો. ૧ એ પ્રમાણે તમામ વસાણાને વસ્ત્રગાળ ચૂર્ણ કરી તમામ ચૂર્ણથી બમણો જુનો ગોળ મેળવી એકેક તોલાના લાડુ (ગોળી) કરવા એ ગોળી સ્હવાર–સાંજ એકેકી આપવાથી પંદર દિવસમાં હરસ નરમ પડે છે, વધારે વખત ચાલુ રાખવાથી ભૂખ સારી ઉઘડે છે, હરસને લઈને થયેલા તમામ વિકારો નષ્ટ થાય છે, અને શરીર શકિત- વાન બને છે. આ ઉપાય ચાલુ હોય ત્યારે હિંગ, વાલ, દારૂ, ચાહ, દિવસની–નિદ્રા, રાત્રિનું જાગરણ ઇ૦ સર્વથા તાજ્ય કરવું. આ ઉપાયથી અનેકને પ્રાયદો થયો છે.

## ઉપાય ૧૨ મો.

સમુદ્રફળને હાથીના મૂત્રમાં ઘસી તેમાં થોડું અફીણ મેળવી દશ પંદર દિસ લગાડવાથી મસા ચીમળાઇ જાય છે કેળતર નરમ પડે છે અને સોજો ઉતરી જાય છે આ ઉપાય અજમાવેલો છે.

## ઉપાય ૧૩ મો.

દીવેલ (એરંડીયું તેલ) તો, ૫, પત્થરના ખલમાં નાં- ખી સીસાના બત્તાથી ખુબ ઘુંટવું પછી તેમાં કપૂર તો. ૦।, કડવા તુરીયાના બીજનું ચૂર્ણ તો.૦।, અને અફીણ તો. ૧ મેળવી એકત્ર કરવું પછી તેમાં કુલવેલો ટંકણખાર તો. ૦।

મેળવી મસા ઉપર ચોપડવું આથી તેની વેદના, કળતર, લોહીશ્રાવ, ઝાડો ઘણી વખતની વેદના તથા ઝાડો થયા પછી જે કલાક બે કલાક સુધી વેદના થાય છે તે તમામ નરમ પડે છે. અને હરસ ચીમળાઈ જાય છે.

## ઉપાય ૧૪ મો.

**મલમઃ**—ટંકણખાર, માજુફળ, સુન્નાગેરૂ એ ત્રણે વસ્તુ વાટી ૧૦૮ વાર ધોયલા ઘીમાં મેળવી મલમ બનાવી ચોપડવાથી આરામ થાય છે.

## ઉપાય ૧૫ મો.

**મલમઃ**—બે આનીભાર અફીણ, માયુફળનું ચુર્ણ તો. ૧; કપૂરબરાસ તો. ૦ા, એ ત્રણે વસ્તુને માખણ તો. ૫. માં મેળવી મલમ બનાવી મસા ઉપર ચોપડવાથી બે ત્રણ દિવસમાં મસા ચીમળાઇ જાય છે લોહી પડતું બંધ થાય છે હંમેશ નિયમીત ચોપડયા કરવાથી ફરી ઉભળતા નથી.

## ઉપાય ૧૬ મો.

**લેપડીઃ**—ચાંચડીચો કલ્હાર, (ગંગાવતી) હળદર અને મીઠું એકત્ર કરી વાટી મસા ઉપર લેપડી બાંધવાથી મસા નરમ પડે છે. સાત આઠ દિવસ ચાલુ રાખવાથી ખરી પડે છે પછી તેના ઉપર ઉપર જણાવેલા મલમ પૈકી કોઇ પણ મલમ લગાડવાથી રૂઝાઇ જાય છે.

## ઉપાય ૧૭મો.

**લેપડી:**—સુકી ભાંગ, ઝેર કચુરો ( કુચલા ) કડવા તુરીઆના બીજ એ બધુ વાટીને ઝીણું કરવું. એ ત્રણે વસ્તુ એક એક તોલો લેવી. પછી તેમાં બે આનીભાર અફીણ મેળવી તેની પાણીમાં લેપડી બનાવવી. આ મસા ઉપર બાંધવાથી મસા નરમ પડે છે.

## ઉપાય ૧૮મો.

**મલમ:**—ખાંખણ શેર ૦।, અફીણ તો. ૦।, બરાસ-કપૂર તો. ૦।, એ ત્રણે વસ્તુ એકત્ર કરી મસા ઉપર ચોપડવાથી તેમ આંગળી વડે અંદરના ભાગમાં લગાડવાથી મસા જડમૂળથી મટી જાય છે પણ એટલું યાદ રાખવું કે આ ઉપાય લાંબો વખત ચાલુ રાખવાનો છે. પાંચ સાત દીવસમાં તો ફકત નરમ પડે છે. આ ઉપાય અનુભવેલો છે.

## ઉપાય ૧૯મો.

ઉંદરનું માંસ પાણીમાં નાખીને ખૂબ ઉકાળવું એટલે હાડકાં અને માંસ છુટા પડી જશે. ત્યારબાદ તે પાણીને કપ-ડાથી ગાળી લેવું આ પાણીમાં તલનું તેલ પાણીની ભારોભાર નાંખી તે પાછું ઉકાળવું. પાણી બળીને માત્ર તેલ રહે એટલે ગાળી લેવું એ તેલમાં કલઈ સફેતો અને બોદારપથરી (મુરદારસીંગ) સરખે વજને મેળવી, આમળ ઉપર ચોપડવાથી

ગમે તેવી આમળ નીકળતી હોય તે તેમજ મસાના જોરથી બહાર આવતી હોય તે બેસી જાય છે. આ ઉપાય હમે ઘણીવાર અજમાવી ખાત્રી કરી છે.

## ઉપાય ૨૦મો.

લાલ વાંદરાનું હાડકું લઇ તેને હાથીના મૂત્રમાં ઘસીને મસા ઉપર ચોપડવાથી ગમે તે જાતના મસા હોય તો તે પણ સારા થાય છે.

## ઉપાય ૨૧ મો.

કાચી ફટકડી વાટી તેનું ચૂર્ણ કરી દહીંની મલાઇમાં મેળવી દિવસમાં ચાર વાર બે આની ભારનું પડીકું એક બનાવી આપવું. આથી ગમે તેવું લોહી પડતું હશે તે બંધ થશે.

## ઉપાય ૨૨ મો.

ઉંબેડાના મૂળ નીચે ખાડો ખોદી, ખોદતાં જ્યાં જાડું મૂળ નીકળે ત્યાં મૂળની આજુબાજુની જગ્યા સાફ કરવી. મૂળને કુહાડાથી કાપો કરી તેની નીચે એક કોરૂં ઢોચકું મુળીયા સાથે બાંધવું એટલે રસ ઢોચકામાં પડશે. અંદર માટી પડે નહિ તેથી ઢાંકણું દેવું આ પ્રમાણે રાતભર રહેવા દેવાથી ઢોચકું રસથી ભરાઇ જશે. એમાંથી રસ તો. ૧ લઇ જરા જીરૂં તથા સાકર નાંખી દિવસમાં ત્રણ વાર આપવાથી

હરસમાંથી પડતું લોહી, રક્તપ્રદર, રક્તમેહ, બળતરા, ઊનવા તથા શ્વેતપ્રદર બંધ થાય છે. આ અનુભવેલું છે.

## ઉપાય ૨૩મો.

ધુણી:—વાયવડંગ તો. ૧૦, ઝેરકચૂરો તો. ૧૦, ભાંગ તો. ૫, એ ત્રણે વસ્તુ વાટી, ભુકો કરી તેની ધૂણી મસા ઉપર દેવાથી નરમ પડે છે. ધુણી દેવાની રીતઃ—ખાડો કરી તેમાં દેવતા (અગ્નિ) ભરી તેના ઉપર ધુણીનું ચૂર્ણ નાખી ઉપર ચીલમ ઢાંકવી. એટલે ચીલમના છીદ્ર દ્વારા ધુમાડો બ્હાર નીકળે તે ધુમાડો મસા ઉપર દેવો. એ પ્રમાણે ધુણી દેવાથી મસા નરમ પડી અંદર ચાલ્યા જાય છે. બહારના હોય તે ચીમલાઈ જાય છે. આ ઉપાય અનુભવેલો છે.

## ઉપાય ૨૪મો.

ધુણી:—હાથીદાંતનો વ્હેર તો. ૧૦, વાયવડંગ તો. ૧૦, હિંગળોક તો. ૧. એ બધું વાટી ભૂકો કરવો એની પણ ઉપર મુજબ ધૂણી દેવી. મોં ઉપર ધુમાડો જાય નહિ તેનું ધ્યાન રાખવું નહિ તો મ્હોં આવી જશે.

## ઉપાય ૨૫મો.

ધુણી:—રસકપૂર તો. ૧, સુકા કેચવા (ભુનાગ) જે અલસીયા કહેવાય છે તે તો. ૫, અણબુઝાઉ ચૂનો તો. ૧, વાયવડંગ તો. ૫ એ બધું વાટી ચૂર્ણ કરવું. એની ધુણી દેવાથી હરસ નરમ પડે છે. લોહિ પડતું બંધ થાય છે.

## ઉપાય ૨૬મો.

ધુણીઃ—ઘોડાના, માણસના, બળદના, ઘેટીના, નખ લઇ (સરખે ભાગે) ઝીણા કટકા કરવા. એની ધુણી દેવાથી મસા ચીમલાઈ બેસી જાય છે.

## ઉપાય ૨૭મો.

ધુણીઃ—વાયવડંગ શેર ૦ાા, હિંગલોક તો. ૧ બન્નેનું ચૂર્ણ કરી ધુણી દેવાથી મસા ચીમલાઇ ઉપર ચઢી જાય છે.

## ઉપાય ૨૮મો.

ધૂણીઃ—કાંટાવાળા ઉંદરની ચામડી ગાંધી લોકને ત્યાં મળે છે. (આ ઉંદર ડુંગરવાળા પ્રદેશમાં થાય છે. કાઠીઆવાડમાં તેને 'સેલો' કહે છે તેના વાળ કાંટા જેવા તીણાં હોય છે.) તેની ધૂણી દેવાથી બધી જાતના હરસ નરમ પડે છે.

## ઉપાય ૨૯ મો.

ધૂણીઃ—ઢોરના શીંગડાના પોલાણમાં ઉધાઇ લાગવાથી તેમાં ચીંથરા જેવા ઘર બાઝે છે કે જે શીંગડાના મુળીયા તરીકે ઓળખાય છે તે તોલા ૫ (પાંચ) લઇને તેમાં મરીને સુકાઇ ગયેલા વગડાઉ ઉંદરનું માંસ તોલા ૫. અને હીંગ તોલા ૨. એ ત્રણે વસ્તુનું ચૂર્ણ કરી એક નાના ખાડામાં

કોલસાના અંગારા ભરી તેના ઉપર આમાંથી થોડી ભૂકી નાખી તેની ધુમાડી ગુદાને દેવી જેથી બ્હારના હરસ નિ- બંળ થઈ જશે એટલુંજ નહિ પણ અંદરના હરસ બ્હાર નીકળી આવશે. આ પ્રમાણે થોડા દિવસ ધૂણી દેવાથી તમામ હરસ ચીમળાઇ જશે. એ હરસ ચીમળાઇ ગયા પછી તેના ઉપર સાજીખાર અને કુળીચુનો એ બન્ને ચીજો સરખે ભાગે લઈ, પાણીમાં કાલવીને મસા ઉપર ચોપડવી તેથી સઘળા હરસ ખરી પડશે. પછી જે જગ્યાના હરસ ખરી પડયા હોય અને જ્યાં ખાડા પડયા હોય તે ઉપર હદડા, બેડા, આમળા, અને ગુગળ સરખે ભાગે લઇ તેને બાળી કાળા રંગની રાખ થાય એટલે તેને ધોયેલા ઘીમાં મેળવી ચોપડવી. આથી થોડા દિવસમાં બધા ઘારા રૂઝાઇ જશે અને હરસનો વ્યાધિ જડમુળથી જશે. આ ઉપાય અમોએ જંગલની જડીબુટ્ટી નામના ગ્રંથમાંથી વાંચી અજમાવ્યો છે. એ વડે હરસ અજાયબ રીતે સારા થાય છે અને કોઇ પણ જાતની ઈજા થતી નથી.

## ઉપાય ૩૦ મો.

હરસના રોગમાં હંમેશ પેટની કબજીયાત રહે છે ને ઝાડાની હાજત વારંવાર થાય છે તેથી પેટ સાફ થાય એવા ઉપાય કરવાની ખાસ જરૂર છે. હરસવાળા દરદી માટે ખાસ

જુલાબઃ—કાળી દરાખ તોલા ૨૦ લઇ તેના બીજ કાઢીને વાટવી પછી તેમાં સોનામખી તોલા ૫ હીમજી હરડે તોલા ૫ તથા સાકર તોલા ૫ તથા સંચળ તોલા ૫ એ સર્વ વસ્તુનું ચુર્ણ કરી દરાખમાં મેળવી ખૂબ ઘુંટીને લુગદી કરવી તેમાંથી એક તોલા પ્રમાણે ગરમ પાણી સાથે ખાવા આપવાથી અથવા ગરમ દુધ સાથે સાંજે એકજ વખત આપવાથી સવારે પેટ સાફ આવશે.

## ઉપાય ૩૧ મો.

જુલાબ ૨:—સોનામુખી, સંચળ, હીમજી હરડે, ગુલાબકળી એ સર્વ સમભાગે લઇ વાટીને વસ્ત્રગાળ ચુર્ણ કરવું આચુર્ણની રૂા. ૦ાા ભારની રાત્રે સુતી વખતે ગરમ પાણી સાથે ફાકી મારવાથી પેટ સાફ થઈ ખુલાસે ઝાડો આવે છે.

ઉપર દર્શાવેલા ઉપાયો અમે ખાસ અનુભવેલા છે અને આ ઉપાયથી હજારો નહિ પરંતુ તેથી વધુ સંખ્યાના દરદીઓને હરસ રોગ મટાડયો છે. આ બદલ લગભગ ત્રણસો પ્રમાણપત્રો સારા સારા સદ્‌ગ્રહસ્થો તરફથી વગર માગ્યે મળ્યા છે. અને તે બધાં અમારી પાસે મોજુદ છે. અત્રે એટલું ખાસ ધ્યાન ખેંચવાની રજા લઉં છું કે પ્રથમ જણાવેલા ઉપાયો પૈકી સોમલવાળા ત્રણ ઉપાયો ખાસ સાવચેતી રાખી બુધ્ધિપૂર્વક કરવાના છે. કે જેથી દરદીને ઇજા વેઠવી

ન પડે. હરસરોગની ભયંકર પીડામાંથી અનેક દરદીઓને અમે બચાવ્યા છે. આ ઉપાયો અમારી પાસે વંશપરંપરાથી ઉતરી આવેલા છે અમારી જ્ઞાતિના કેટલાક માણસો આમાંના ઉપાયો જાણે છે પરંતુ તે શા કારણથી બ્હાર નથી મૂકતા તે પ્રભુ જાણે. કોઇને બનાવતા કેમ અચકાતા હશે ? સમાજ સેવાનો અલભ્ય લાભ કેમ ગુમાવતા હશે ? મેંતો અત્રે શમસ્ત જનસમાજના કલ્યાણાર્થે જેટલા ઉપાય મ્હારી જાણમાં હતાં તે બધાં સ્પષ્ટ રીતે નિબંધમાં લખી પ્રગટ કર્યો છે જેને વધુ વિગત યા સુચના જોઇતી હશે તેને વિના સંકોચે આપવામાં આવશે.

ઉપરના ઉપાયો સિવાય અમારા વંશપરંપરાથી ચાલતા આવેલા ઉપાયો જેવા કે ડામ દેવાની ક્રિયા, તેમજ લોહી કાઢવાની ક્રીયા તેમજ અંદરના હરસને બ્હાર નળી વડે ખેંચી કાઢી તેને કાપીને (ઓપરેશન કરી) જડમાંથી કાઢી નાખવાની ક્રિયા વિ. છે અને તે અમે જરૂર પડે અજમાવીએ છીયે. આ બધી ક્રિયા અમારા લોકો પોતાના બાળકો વિંના અન્યને બનાવતા નથી પરંતુ અમે જે કોઇ શીખવાને ઈચ્છા રાખતું હોય તેને સાચા દીલથી બતાવવા તૈયાર છીયે. વસ્તુ આપણે જાણતા હોઇએ તે કોઈને ન બતાવતાં ગુપ્ત રાખી છેવટે દુન્યાની જાણમાં ન જ આવે તેવું વર્તન રાખવું તે આ જમાનામાં નીભે એમ નથી.

હમે ખાસ કરીને જણાવીએ છીએ કે આ જમાનો વિદ્યાવૃદ્ધીનો છે જેથી દરેક બંધુ પોતાની વિદ્યા ગુપ્ત નહી રાખતાં ખરા દીલથી પ્રસીદ્ધીમાં મુકશે તો દેશને લાભ થશે. માટે જેઓને કોઈ બાબત શંકા હોય તેણે હમને પત્ર લખીને ખુલાસો કરવો તેમજ ભુલચુક હોય તે સુધારી લેવી.

લી સેવક,

**ડો. ગોવિંદરાવ હનમન્તરાવ મીરજવાળા.**

લીંબુશેરીને નાકે—**સુરત**.

---

## જુના અનુભવી અને વિદ્વાન વૈદો માટે ખાશ.



સુરત વૈદ સભા તરફથી "સનમાનીત" વૈદ તરીકેનું પ્રમાણપત્ર આપવાનો ખરડો પાસ કરવામાં આવ્યો છે માટે વૈદરાજોએ સદરહુ ખરડો મંગાવી વાંચી જોવો અને બનતી તાકીદે પ્રમાણપત્ર મેળવવાને અરજી મોકલી આપવી: કારણ ખરડાની મુદત પુરી થવા આવી છે. પત્ર વ્યવહાર નીચેને સરનામે કરવો.

**વૈદ ધીરજરામ દલપતરામ**

પ્રમુખ—સુરત વૈદ સભા, રૂવાળનો ટેકરે સુરત.

---

છપાવી પ્રસિદ્ધ કરનારઃ—વૈદ **ધીરજરામ દલપતરામ.**

રૂવાળાનો ટેકરો-**સુરત.**

છાપનારઃ-**ગોવિંદજી ડાહ્યાભાઈ નાયક.**

છાપવાનું ઠેકાણું:-શ્રી **અનાવિલ બંધુ** પ્રી. પ્રેસ, બરાનપુરી ભાગળ,

બાજીવળી પોળ, અનાવિલ લોજની બાજુમાં-**સુરત.**

આપને આયુર્વેદનું ખરૂં રહસ્ય જાણવું હોય અને દેશી વૈદકના ખાસ અનુભવેલા ઔષધોનો ખરેખરો ભંડાર સંગ્રહમાં રાખવા ઇચ્છતા હોય તો સ્વર્ગસ્થ વૈદરાજ તીલકચંદ કૃત નીચેના પુસ્તકો મંગાવો.

આયુર્વેદીક નિબંધમાળા ભાગ ૧ લો કીંમત રૂપીઓ એક.
આયુર્વેદીક નિબંધમાળા ભાગ ૨ જો કીંમત રૂપીઆ ત્રણ.
આયુર્વેદીક નિબંધમાળા ભાગ ૩ જો કીંમત રૂપીઓ સવા.
આયુર્વેદીક નિબંધમાળા ભાગ ૪ થો કીંમત રૂપીઓ દોઢ.

હાલમાં છપાય છે માટે તાકીદે નામ નોંધાવો.

અષ્ટવિધ પરીક્ષા અને કાળજ્ઞાન કવીતામાં કીંમત છ આના.
આયુર્વેદના અનુભવેલાં ઔષધો કીંમત ચાર આના.

વૈદરાજોને મફત.

આયુર્વેદના ચૌદ રત્નો માત્ર ટપાલનો અડધો આનો મોકલવાથી મફત મોકલાય છે.

ઉપરના પુસ્તકોનો ટપાલ ખર્ચ કીંમત ઉપરાંત પડશે. પત્રવ્યવહાર કરનારે જવાબ માટે ટીકીટ બીડવી અને પોતાનું સરનામું ચોખ્ખે અક્ષરે પોષ્ટ સાથે લખવું. ઉપરના પુસ્તકો નીચેને ઠેકાણેથી મળશે.

વૈદ ધીરજરામ દલપતરામ
દવાખાનું-રૂવાળાને ટેકરે-સુરત.